GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# સમાજનો અભ્યાસ કરવો હોય તો મહાત્મા ગાંધી ઉત્તમ સ્ત્રોત

રાજેન્દ્ર જાની

એસોસિયેટ પ્રોફેસર
સમાજશાસ્ત્ર વિભાગ
ગુજરાત યુનિવર્સિટી અમદાવાદ

સાર સંક્ષેપ: સમાજશાસ્ત્ર વિશેનું ચિંતન છે વિશ્વભરમાં ચાલી રહ્યું છે ધર્મ-સંપ્રદાય વર્ગ વગેરેની ચર્ચા અને સંશોધન વૈશ્વિક છે. આમ નાગરિક થી માંડીને રાજકીય નેતાઓ, પત્રકારો, સમાજસેવકો, ધર્મગુરુઓ પણ સમાજ વિજ્ઞાન ની જેમ સમાજ નું વિશ્લેષણ કરતા રહ્યા છે અને કરતા રહે છે. વૈજ્ઞાનિક દ્રષ્ટિ એ તપાસવાનો ઉપક્રમ છેલ્લાં ૧૫૦ વર્ષમાં સમાજશાસ્ત્ર વિષય આજે વિશ્વની વિવિધ યુનિવર્સિટીમાં એ ભણાવાય છે. સંશોધનો થાય છે. પરંતુ આજે હવે એક એવી અનિવાર્યતા સામે આવી છે કે સમાજશાસ્ત્રીય વધુ મજબૂત અને પ્રભાવિત થવા માટે વિશ્વભરના સામાજીક ઈંટોનું તુલનાત્મક રીતે તપાસવી જોઈએ ગૌતમ બુદ્ધ પછી દુનિયાભરમાં કોઈ એક વિચાર વાતો વ્યાપક રીતે મિત્રો હોય તો એ છે ગાંધીવિચાર. ગાંધી પોતે કોઈ સમાજશાસ્ત્ર વિષય બન્યા ન હતા એ સમાજશાસ્ત્રનું અધ્યાપન પણ કર્યું નહોતું. તેઓ તો કાયદાના વિદ્યાર્થી હતા પણ તેમનું જીવન સમાજના જીવન સામાન્ય સાથે ઓતપ્રોત રહ્યુ હતું. પરિણામે તેઓના ચિંતનમાં જનસામાન્ય કેન્દ્રમાં રહે એટલું જ નહી આ જનસામાન્યના જીવનમાં મૂળભૂત પરિવર્તન લાવવાના રચનાત્મક કાર્યક્રમો પણ તેમણે આદર્યા હતા. વર્તમાન સમયમાં જેને એક્શન સોશિયોલોજી તરીકે ઓળખવામાં આવે છે એના મૂળિયાં તો મો.ક. ગાંધીએ નાખ્યા હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સ્વાતંત્ર આંદોલનની સમાંતર પ્રાચીન દેશમાં જ્ઞાતિ ધર્મ મહિલાઓ-બાળકો લગ્ન અર્થ જીવન વગેરે જેવા અનેક પાસાઓ જે સમાજશાસ્ત્રનો વિષયવસ્તુ છે તેમાં ગાંધીએ ખૂબ વૈવિધ્યતા સભર અને સાતત્યપૂર્ણ રીતે સતત લખ્યું છે. આ લખાણ અને કદાચ સમાજશાસ્ત્રીય લખાણો તરીકે કોઈ ન સ્વીકારે પણ એમાં સામાજિક ચિંતન તો ખરું જ એવું ચોક્કસ સ્વીકારે. ગાંધીજીના અક્ષરદેહમાંથી વધારે ભાગ-ગ્રંથોમાં ગાંધીએ જે લખ્યું છે એ કોઈપણ સમાજશાસ્ત્રના વિદ્યાર્થી કે અધ્યાપક માટે બહુ જ મોટું ભાથું છે. પ્રસ્તુત અભ્યાસમાં ગાંધીના વિચારોની શાશ્વત બાબતોને ચર્ચવામાં આવી છે.

**Key words:** M.K.Gandhi, Sociology, Diaspora, Indian Society, Subaltern Studies

જેવી રીતે બાબા સાહેબ આંબેડકર નું ચિંતન સામાજિક અને આર્થિક મુદ્દાઓની સાથે પદ દલિતો કેન્દ્રમાં છે એટલે આપણે આંબેડકરના વિચારોને જેમ આપણે subaltern અભ્યાસોમાં સમાવ્યા છે એ દ્દષ્ટિએ ગાંધી પણ subaltern studies નું કેન્દ્ર બની શકે અને બનવું જોઈએ.

આજે જ્યારે આપણે સમાજશાસ્ત્રના પાઠ્યપુસ્તકોમાં ભૂમિકા દરજ્જો સહકાર બનાવ્યા છે ત્યારે તેમાં અપાતા ઉદાહરણ જો ગાંધીના જીવન સાથે જોડાયેલા હોય તો એ વિદ્યાર્થીને તરત સમજાઈ જાય એમ છે ઉદાહરણ તરીકે જોઈએ તો સ્ત્રીઓના દરજ્જાની વાત કરવાની હોય કે માણસની ભૂમિકા કેવી હોવી જોઈએ એની ચર્ચામાં "વૈષ્ણવજન" યાદ આવે છે. એવી જ રીતે જો આપણે ૧૯મી સદીના અંત અને ૨૦મી સદીના શરૂઆતના દાયકાઓના ગુજરાત અને ભારત ને ભણવું હોય તો ગાંધી ચિંતન અને વિચાર સમાજશાસ્ત્રના અભ્યાસક્રમનો હિસ્સો બને જ બને. સમાજશાસ્ત્ર ના વિવિધ અભ્યાસક્રમોમાં ગાંધી પ્રવેશ કરીએ તો ઈતિહાસ સાથે વર્તમાન અને ભવિષ્યને પણ સાંકળી શકાય છે વિશ્વ શાંતિની ચર્ચામાં અહિંસા કેન્દ્રમાં હોય તો એક એક બાજુ નેલ્સન મંડેલા, માર્ટિન લ્યુથર કિંગ, સિસીલીના ગાંધી દાનીલો દોલચીથી બરાક ઓબામા સુધી ગાંધીપ્રભાવ છે. આ પ્રભાવ સમાજશાસ્ત્રના અભ્યાસોમાં અને ચર્ચાઓમાં આપણે ઉમેરીએ કરતા ગાંધીની ટીકા-ટિપ્પણ કરીએ તેમ છતાં વાદવિવાદ સંવાદ નો તર્ક સુપેરે આપી શકાય.

ગાંધીના લખાણો કોઈ કલ્પના નથી બિહારમાં જાય, નોઆખાલી જાય પંજાબ જાય કે જાય દક્ષિણ ભારતમાં કે મુંબઈમાં ફરે ગાંધીજીએ દર્શન આપે છે અને ગાંધી એનું અર્થઘટન સાથે પોતાની વાત મૂકે છે એ માત્ર વર્ણન નથી. સમાજનું વિશ્લેષણ છે સામાજિક અર્થઘટન ઈતિહાસ અને વર્તમાન સાથેના વિશ્લેષણ સાથે નું છે આ સંદર્ભમાં ગાંધીને સમાજશાસ્ત્રી અથવા તો સામાજિક ચોક્કસ કહી શકાય.

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

સમાજશાસ્ત્રી એટલે સમાજ વિશે લખતો હોવો જોઈએ. ગાંધી એ શું લખ્યું? આપણે વિચાર કરીએ તો જવાબ એક જ લીટીમાં આવી શકે ગાંધીજીએ શું માટે નથી લખ્યું? ગાંધી એટલું બધું લખ્યું છે ગાંધીએ મુખ્યપ્રવાહના શિક્ષણ ની અંદર વિદ્યાર્થીઓ સાથે પણ જોડાણ કર્યું છે અને તેમની સાથેના સંવાદો શિક્ષણ માં જોડવા માટેના ઉમદા વિચારો પણ આપ્યા છે અને જ્યારે જ્યારે કેળવણી ની વાત થાય ત્યારે ગાંધીએ તેમના પ્રયોગોને સમાજ જીવનમાં ચકાસવાનું પણ કામ કર્યું. મહાત્મા ગાંધી ની આત્મકથા ને જ આપણે જો કેન્દ્રમાં રાખી એ તો એક પુસ્તકમાં એ સમયથી સમાજ વ્યવસ્થાને સમજાવવાનો તેમણે પ્રયાસ કર્યો છે ગાંધીજી ની આત્મકથા ભારતીય સમાજને તો સમજાવવા માટે મદદરૂપ બને છે પરંતુ તેમણે તો દક્ષિણ આફ્રિકાના સમાજજીવનનું પણ સરળતાથી સમજી શકાય એવું ચિત્રણ કર્યું છે. ડાયસ્પોરિક સમાજશાસ્ત્રીય અભ્યાસ અને તેના વિશ્લેષણ ની શરૂઆત જ ગાંધી એ કરી છે એમ આપણે કહી શકીએ. પાસે ત્રણેય ભાષાનું પ્રભુત્વ હતું. હિન્દી અંગ્રેજી અને ગુજરાતી ભાષાનું તેમનું જ્ઞાન તેમના સમાજશાસ્ત્રી તરીકેની કુશળતા માં વધારો કરનાર રહયુ. તેમની પાસે કાયદા વિદ્યાશાખાના વિદ્યાર્થી તરીકેની પૃષ્ટભૂમિ હતી તો સાથે સાથે દિવાન ના દિકરા સાથે નુ સમાજીકરણ પણ હતું એટલે સામાજીક આંદોલનને વેગ આપવા માટે વાચા આપવા માટે એમણે ખૂબ સરસ મજાનું કામ કર્યું છે.

સમાજશાસ્ત્રમાં આપણે લગ્ન, ધર્મ, કુટુંબ અને જ્ઞાતિ એ ચાર મહત્વની જ્ઞાતિ સંસ્થાઓની વિગતો વર્ગખંડમાં ભણાવીએ છીએ. ગાંધીએ એ જમાનામાં આ ચારે મહત્વની સામાજિક સંસ્થાઓની શું સ્થિતિ હતી એની વિગતો લખી છે. ચારેય સામાજિક સંસ્થાઓની ગુજરાતમાં કેવી સ્થિતિ હતી પણ આપ્યો છે. આપણે જ્યારે સામાજિક ઈતિહાસ ભણાવવાની વાત કરતા હોઈએ તો ૧૮મી અને ૧૯મી સદીથી માંડીને આઝાદી સુધી ગાંધી સિવાય કોઈ વ્યક્તિત્વ સામાજિક ઈતિહાસ સમજાવી ન શકે એવી સ્થિતિ છે. અને ગાંધીએ જે સમજાયું છે તે બધું જ લખાયેલું છે, દસ્તાવેજીકરણ થયું છે ગાંધીએ લગ્ન હોય કે બાળ લગ્ન હિન્દુ ધર્મના ધાર્મિક નિયમો અને સામાજિક નીતિ નિયમોને આધારે સામાજિક વાસ્તવિકતાનું નિરૂપણ કરેલું છે. અત્યાર નું સમાજશાસ્ત્ર મૂલ્ય યુક્ત હોવું જોઈએ એવી જ્યારે આપણે ચિંતા સેવતા હોઈએ ત્યારે ગાંધીએ મૂલ્યયુક્ત લખાણોની ભેટ ધરી છે. ગાંધી એ રીતે એક્શન સોશિયોલોજિસ્ટ છે. પણ મુદ્દા બાબતે પોતાનો મત સ્પષ્ટ રીતે વ્યક્ત કરતા હતા. જો સમાજનો અભ્યાસ કરવો હોય અથવા તો સારા સમાજશાસ્ત્રી બનવું હોય તો ગાંધી ઉત્તમ સ્ત્રોત છે. ગાંધી દુનિયાભરમાં ફર્યા, હિન્દુસ્તાનમાં પણ ફર્યા એટલે તેમણે એક સમાજ વિજ્ઞાની જે મુક્તતાથી, પૂર્વગ્રહ રહિત માહિતી મેળવે, ચકાસે અને પછી રજુ કરે તેવી જ રીતે તેમણે કામ કર્યું છે. તેમનું સમાજશાસ્ત્ર અને તેની સમજણ તેમણે ચાર દીવાલોમાં જ રાખી નહી પરંતુ સમાજને સમજવામાં અને સમજાવવામાં કામે લગાડ્યું હતું તેમણે કિસાનો મહિલાઓ યુવાનો અનુસૂચિત જાતિ અનુસૂચિત જનજાતિ વગેરે તમામ વર્ગનું પ્રતિનિધિત્વ જવલ્લેજ જોવા મળતું હતું તેમને પણ પોતાના અભ્યાસમાં સમાવ્યા હતા. તેથી તો ટાઈમ્સ જેવું અમેરિકાનું પ્રતિષ્ઠિત મેગેઝીન પણ છેલ્લા એક હજાર વર્ષના શ્રેષ્ઠ મહામાનવ તરીકે મહાત્મા ગાંધીને રજૂ કરે છે.

## સંદર્ભ :


૧. સ્ત્રીઓ અને સ્ત્રી જીવનની સમસ્યાઓ, ગાંધીજી, સંપાદક : લલ્લુભાઈ મકનજી, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૩૮૦૦૧૪

૨. મોહનમાંથી મહાત્મા (પુસ્તક) લેખક : રામનારાયણ ના. પાઠક, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી સ્મૃતિ ટ્રસ્ટ, રાજકોટ, પૃષ્ઠ : ૨૮૧)

૩. Humam Society પુસ્તક 'સમાજશાસ્ત્રી - કિંગ્સલે ડેવિસ, બ્રુમ અને સેલ્ઝનિક – Sociology★★

૪. ગાંધીજી હરિજન બંધુ, ૩૦-૪-'૩૩

૫. 'અમે ભારતનાના લોકો'- પુસ્તક, લેખક : નાની પાલખીવાલા, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૩૮૦૦૧૪